# બનામે ખુદા



મનજી નવરોજી ડાબ્બાજીની કસાએલી કલમથી લખાએલો

સુધારા-વધારા સાથ બેઅંકી ખેલ

નામે

# જુગાર

તથા

મી. નવરોજી એદલજી કુપરની કલમથી લખાએલો,

એક અંકી ફારસ

નામે

# ઘરડી ઘોડીને લાલ લગામ

## નાં ગાયનો.

રચનાર—પેસ્તનજી ખરશેદજી મીનવાલા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ધી યંગ ઝોરાસ્ટ્રીયન કલબ**

**કરાંચી.**

 પ્રત ૫૦૦ 

**કીમત રૂ. ૦-૩-૦.**

ધી [illegible] પ્રેસમાં ખ. ખ. સીધવાએ છાપ્યું—કેમ્પ કરાંચી.

નશાહ કે. મીનવાલા-

૧ છે.

Telephone No. 109.

# BRITISH MOTOR GARAGE.

## Elphinstone Street, KARACHI,

*Motor Cars on hire*
*Day & Night.*

If you are in a hurry
Don't you Worry
phone to No, 109 Hear
And you will go to Magar Pir
Rupees Ten only.

## RATES OF HIRE

| | | | |
|---|---|---|---|
| Per first hour .. ... ... .. | 5 | 0 | 0 |
| ,, each subsequent hour ... ... | 4 | 0 | 0 |
| ,, trip to Keamari or Clifton one hour .. .. ... .. ... | 5 | 0 | 0 |
| ,, trip to Keamari and back within one hour ... ... ... | 7 | 0 | 0 |
| ,, trip to Magar Pir (crocodile lake) within 3 hours ... | 25 | 0 | 0 |

*P. S.*—TERMS STRICTLY CASH.

# દીબાચો.

**પ્રીય વાંચનાર!**

આજનાં શુભ દીવસે આપ મહેરબાન શોખીન સજનો સનમુખ બીજીવાર હાજર થતાં અમારા દીલમાં એક નવી ખુશાલી પેદા થાએ છે હમારો પહેલો ખેલ "**નાજાં શીરીન**" જે તમો મહેરબાનો સનમુખ રજુ કરવામાં આવ્યો હતો અને જે સંપુર્ણ ફતેહમંદી સાથે ભજવી બતાવવાથી તમો મહેરબાનોની તે એક અવાજે કદરદાની અને વખાણ પામવાને હમારી કલબ ભાગ્યશાળી થઇ હતી તેનો છાપ હમારા જીગર પર સદા ચીતરાયલો છે, ત્યારબાદ આપ તરફથી મળેલા ઉત્તેજનથી હાલમાં હમો બીજો નવો ખેલ "**જુગાર**" નામનો જે ભારે મહેનતથી તઇયાર કરી આએ બીજીવાર પણ તમો મહેરબાનના માનવંત આસરા હેઠળ હાજર થયા છીએ. આ ખેલ બાબદ વધુ નુકતેચીન ન કરતાં ટુંકમાં હમો એટલુંજ જણાવવાની રજા લઇશું કે જે મીસાલ તમો મહેરબાનોએ અમારા "**નાજાં શીરીન**" ના ખેલ વખતે અમારી કદરશનાશી કીધી હતી તેવીજ આએ વખતપણ તમો મહેરબાનો હમારા કામની અદના કદર બુજશો તો હમો હમારી મહેનતનો સંપુર્ણ બદલો મળી ગએલો માની લઇશુંજી. હમો સર્વે આપ જાણો છો તેમ ધંધાદારી કે નોકરી ચાકરીએ ગોઠવાએલા અદના એમેચ્યુઅર્સો છઇએ અને તેથી હમારી કાંઇક ભુલો તમો મહેરબાનોની નજર આવે તે દર ગુજર કરવાનું મોટું દીલ તમો ફરમાવસો એવી હમારી પુરી ખાત્રી છેજી.

(૨) એક સંસારી નાટક તખતા પર ફતેહમંદીથી રજુ કરવાનું બીકત કામ ખરા સમજદાર લાયકમંદ કે ગ્રહસ્થોની મદદને ઉત્સાહ વગર પાર પડી શકતું નથી અને મદદ અમોને ઝોરાસ્ત્રીઅન કલબના મેમ્બરો તરફથી એકદીલથી મળેલી છે ને તે કલબના ખરા ખેરખાહ મી. કાવશા લોયરે જે અમોને મદદ કરીને અમારી ઉપર મહેરબાની દેખાડી છે તેજ તેવણનાં માયાળુ જીગરની સાબેતી આપે છે ને અમારી કલબ મી. કાવશા લોયરનો આ તકે દીલોજાનથી આભાર માનવાની રજા લે છે.

સઉથી હમોને વધુ મુશકેલી એક એવી અમારા કામની વચ્ચે આવી ઉભી હતી જે દુર કર્યા વગર અમો એકબી પગલું આગળ ભરી ન શકતા; જે મુશકેલી લાયક સીન સીનેરીની હતી પણ તેબી હમારી

મુશકેલી ટાળનાર ભાઇ નાદરશા ગોળવાલા જેમણે કાંઇવી હાંસલ વગર સર્વે સરંજામ મેલવી આપીને મદદ કીધી છે તે માટે અમો તેવણુનો પણ ખરા જીગરથી આભાર માનીએ છીએ.

(૩) અમોને આએ નાટકમાં બહાર પાડવા અમારા ડાયરેકટર મી. નવરોજી કુપરજી જેવણે મુંબઇથી અત્રે પધારી પોતાના તન મનથી ખરી મહેનત લઇ ખાસા ચાર મહીના થયાં જે તકલીફ ઉઠાવી અમારા નાટકને સંપુર્ણતાથી બહાર પાડવામાં જે મહેનત એવને કીધી છે તે માટે એ ભાઇના અમો ઘણુંજ હેશાનમંદ છઇએ.

બીજું આ "જુગાર" નો સંસારી નાટક જે અવલમાં મી. બમનજી કાબરાજીની કાબેલ અને વખણાએલી કલમથી લખાયલો હતો પરંતુ તેને હાલના જમાનાનો અનુસરીને બનાવવાની નેમથી ચાલુ વખતને અનુસરતી રીતો પ્રમાણે સુધારો વધારો કરી આપવાની અદના કોશેષ કરનાર હમારા ભલા ડાયરેકટર મી. નવરોજી કુપર છે. એજ એરાદરે વળી ફારસ 'ઘરડી ઘોડીને લાલ લગામ" પણ પોતાની ઝમકતી કસાયલી કલમથી લખી આપવાની હમારાપર મોટી મહેરબાની કીધી છે; જે હમારી ખાત્રી છે કે તમો મહેરબાનોને પસંદ પડશે.

(૪) નાટકનો ખરો શણગાર ગાયનો છે તે અમારા કલબના એક સાચા મીત્ર મી. પેસતનજી કે. મીનવાલા રાતદીવસ મહેનત લઇ ગાયનો બાંધવા તથા સંગીતની રસીલી રાગની બંધ બેસતી બનાવવાને, જે ખરા જીગરથી મહેનત લીધી છે તે માટે અમો એ ભાઇનો આભાર માનીએ છીએ.

(૫) આએ નાટકનું ખરૂં બીજ રોપનાર ને તેને સારી રીતે તકલીફ લઇ ઉલટ આપનાર ને તે સાથે નાટકનું દરેક કામ પોતાને માથે ઉપાડી લેનાર મી. દીનશા ખરશેદજી મીનવાલાનો પણ આએ તકે ખરા જીગરથી આભાર માનીએ છીએ.

(૬) છેલા તમો મહેરબાન બાનુઓ અને ગ્રહસ્થોએ જે પોતાના અમુલ્ય વખતનાં ભોગે ગજાામાંથી જર ખરચીને હમો કરાંચીના જવાન એમેચ્યુઅર્સની એક નિર્દોષ રમુજ અને શોખને ખાતર ઉપાડી લીધેલાં કામમાં દીલોજાનથી આશરો આપ્યો છે તે માટે હમો હમારી કલબ તરફથી તમો સર્વેનો અંતઃકરણથી આભાર માનીએ છીએ અને તમો મહેરબાનોને સંપુર્ણ સુખ અને જાહોજલાલી ઇચ્છતા અમો છીએ

સેક્રેટરીઝ—યંગ ઝો. કલબ.

# મ્હારી તરફથી બે બોલ.

હાલત સાથે આબરૂને નથી કંઈ નીસબત;
ચાલાકીથી ભાગ બજાવામાં છે કીર્તિ ને જશ.....



**નાટક** એક નીતીની નિશાળ છે; જેમાં ઇનસાન પોતાને ખરા રંગ રૂપમાં જોઇ શકેચ; **નાટક** તખ્તો એક એવી જગા છે કે જ્યાંથી હરેક ઇનસાનોને ગમ્મત જ્ઞાનનાં કંઇક ગઉહરો મલેચ અને તેની ઉપર લાંબો વીચાર પુગાડવાથી ઇનસાનો પોતાની જીંદગીમાં ઘણો સારો ફેરફાર કરી શકેચ; આય **જુગાર** નાટક મારો પોતાનો લખેલો નથી; પણ આજે લગભગ ૩૫ એક વરસની વાતપર મીસ્ટર **બમનજી કાબરાજીની** જાણીતી કલમના લખાયલો છે, અને તે આગલા જમાનાની રીત પ્રમાણે લખાયલો હતો, અને હાલના જમાનાની સાથે સરખામણી કરતાં તે બંદબેસતો ન હોવાથી મારા **યંગ ઝોરાસ્ટ્રીયન ક્લબ**ના કેટલાક મેમ્બરોના આગ્રહ કરવાથી મેં એ નાટકને પોલીસ કરી હરેક રીતના ફેરફાર કરી તમો મહેરબાનો સનમુખ રજુ કીધો છે; બીજું આય નાટક સાથે જે એક ફારસ **ઘરડી ઘોડીને લાલ લગામ** એ ફારસ મારી એક અદના નાચીજ કલમથી લખાયલો છે. એ ફારસ એક અંકી છે; જો કે હું કંઈ એવો અથંગ લખનાર નથી; પણ આય ફારસ લખવા માટે જે મેં મહેનત કીધી છે; અને તમો મહેરબાનો સનમુખ જાહેર થવાની આય મારી પહેલી કોશેશ છે; એમાં કંઈબી ખામી તમો મહેરબાનોને નજર આવશે, પણ તે ખામી હું આશા રાખુંચ જે તમો દરગુજર કરશો, અને ઉમેદ રાખુંચ કે જો તમો મહેરબાનો મારા લખાણની કદરસનાસી કરશો તો હું મારી મહેનતનો બદલો મળેલો સમજસ; બીજું આય નાટક જે તમો સનમુખ રજુ થશે તે લાંબા વખતની ખંતીલી મહેનતથી તઇયાર થએલો છે, અને

યંગ ઝોરાસ્ટ્રીયન કલબના એમેચ્યુઅર્સોએ જે ઉમંગથી એમાં ભાગ લઈ મારી મહેનતને કંઇબી.જશ મળે તેવા રસ્તા પર મુકવાની જે કોશેશ એ બીરાદરોએ કીધી છે તે માટે હું એ લોકનો ખરા જીગરથી આભાર માનુંચ; બીજું નાટકનાં ગાયનો બનાવા તથા દરેક મોકા પરની રાગ રાગણીઓ તથા તેની સાથે સારા બોલોના જોડણી બાંધવી એ કંઇ નાહની સુની વાત નથી, અને તે કામ ઉપાડી લેનાર મારા એક સાચા મીત્ર મીસ્તર પેસતનજી કે. મીનવાલા છે કે જેવણે મારા નાટક દીપાવવા આવી ખંતીલી મહેનત લઈ જે સાહસ ખેડયો છે તે માટે હું તેવનનો ખરા જીગરથી આભાર માનુંચ. વધુ લખી તમો મહેરબાનોને કંટાળો નહીં આપતાં ટુંકમાં એટલુંજ જાહેર કરૂંચ જે આય કામ પાર પાડવા માટે જે જેહમતો મેં ખેંચેલી છે અને એ કામને દરેક વીઘ્નો વચ્ચેથી પસાર કરવા જે મદદ તે પાક પરવરદેગારે કીધી છે તે માટે હું તે પાક ખુદાના આભાર માનુંચ, અને તમો મહેરબાનોએ મારી મહેનત માટે જે કંઇ સારૂં યા નરસું મત બાંધશો તે પ્રમાણે હું મને જશ મળેલો સમજસ; વળી આય યંગ ઝોરાસ્ટ્રીયન કલબ વરસોની માન પામેલી ઝોરાસ્ટ્રીયન કલબના આશરા હેઠલ ઉભી થએલી છે, અને ઝોરાસ્ટ્રીયન કલબ જેવા એક મોટા ઝાડની નાહની શાખા છે, અને એ કલબના સઘલા મેમ્બરો સારા લાયકીવાલા છે, અને તે લોકોએ આટલા વખત સુધી મારાપર જે જે માયા મહેરબાનીઓ દેખાડી છે તે માટે હું સઘલા મેમ્બરોનો ખરા જીગરથી આભાર માની મારો આય દીબાચો ખતમ કરૂંચ.

લી. નવરોજી એદલજી કુપર.



# રાંડ—સાંઢ ને હરણી ભેંસા
# વો બીગડે તો કરના કેસા.

**પેસી**—કેમ બા શું ધાયું તમુને કંઇ સમજ પડી કે? નહીરે બાવા તમુને કાંહથી સમજ પડે; એતો જે કોઇ ગળે ટોક ઓલવી સંસારની બેડી પગમાં ઘાલી બઇરીને જેથર બાનાવી પોતે કેદીની હાલતમાં ફરતો હોય તેનેજ માલમ પરે હજુતો સેવકને પન્યાને છ મહીના પુરા નથી થયા તેટલાં હાકુની ધરતીએ લોખંડના ચના ચવારીયા! પન આય કોન આતો માંહરો જાની દોસ્ત કેકી!

**કેકી**—હા! પન આજે તાહરૂં વસણાએથી દાલ જેવું મોઢું કેમ છે!

**પેસી**—અરે બોલ નાં યાર! સારૂં થયું જે તું પન્યો નથી.

**કેકી**—કાંય વરી હાથની ધરતીએ શું રૂમરી મુકાવી!

**પેસી**—એ વંત્રીને વારતે જેબી કંઇ લાઉચ તે પસંદજ નથી પરંતુ કેી કેવી સરસ સારીઓ રંગાવી આપી તેબી મેડમ સાહેબને પસંદ નહી પરી તારે છેલ્લાં સેતાન ડાબો કરવા નવી સારીઓ અપાવી તોબી તેવણનું ટીચકું ચઢેલુંને ચઢેલુંજ. દોસ્ત મારા તો હવે નાકમાં દમ આવી ગીયોચ, કોઇ એને એવી દુકાન દેખાર કે તાંહથી એને પસદ પડતી ચાલે મલી જાય તો જરા કપટ પરે ને સેવક પન રોજના ધડક ધુમ્નરામાંથી મોકલો થાય!

**કેકી**—અરે ત્યારે એટનો મુજાનચ શું કામ! જા હું તુને એડ્રેસ આપુંચ તાંહ જા હરેક કપડાંઓ તો એવાં સરસ રંગે અને વરી ધોઇ આપેચ કે બે ઘડી જીવ ખુશ થઇ જાય.

**પેસી**—એક આવતા તો પની પણ હવે નવી સારીઓ કંહથી અપાઉ!

**કેકી**—તેબી તાંહથીજ મલશે! હમણાં તહેવાર જાતની મન પસંદ નવી સારીઓનો જથ્થો પણ એ બીચારાએ મંગાવેલ્યચ તેથી તું ઢીલ નાં કરતો નહીંતો ખાલી ગીયા પછી હાથ ચારતાં રહી જશે.

**પેસી**—અરે આપ હમનાંજ ચાલ્યો દોસ્ત, એ ત્રામવાલા સબુર કરો!

જે. ઉસ્માન,
રંગારા,
પ્રીડી રોડ—કરાંચી.

## *⁂ નાટકના પાત્રો ⁂*

### મરદો.

**ફીરોજ** ... ... એક આબરૂદાર ખાનદાનનો નબીરો, પરીનનો ભરથાર. **મી. પીરોજશાહ સી. મીનવાલા.**

**કાઉસ......** ... એક લુચ્ચો જુગારી, પરીનનો આશક. **મી. નાદર કે. લોયર.**

**ખુશરો** ... ... ફીરોઝનો સાચ્ચો ખયરખ્વાહ, મહેરીનના હાથનો ઉમેદવાર. **મી. દીનશાહ સી. મીનવાલા.**

**પાહુલી** ... ... કાઉસનો જાનીદોસ્ત, એક રંગીલો ઉડાવગીર. **મી. હીરજીભાઇ જે. કરંજીઆ.**

**અજો** ... ... ફીરોઝનો વફાદાર કારભારી. **મી. દીનશાહ કે. મીનવાલા.**

**બેરામ ઇરાની...** **મી. નવરોજી ઈ. કુપર.**

**ડાસુ** ... ... એક જુગારી. **મી. દારબશાહ ડી ખાન.**

---

### ઓરતો

**પરીન** ... ... ફીરોઝની વફાદાર મહોરદાર. **મી. દાદાભાઈ કે. પટેલ.**

**મહેરીન** ... ... ફીરોઝની બહેન, પાછળથી ખુશરોની મહોરદાર. **મી. કેકુ કે. મીનવાલા.**

**આ** વનરોગે **ડીટેકટીવ, બેલીફ, સીપાઇઓ, જુગારીઓ** વગેરે.

**મુકામ—અહમદનગર**

હારમોન્યમ માસ્તર—**મી. પેસી કે. મીનવાલા.**



# બનામે ખુદા.



# જુગારના ખેલનાં ગાયનો.



પરીન— ગાયન ૧.

રહેમ કર અય કીરતાર;
કુલ ખલકત તાહરે આધાર,
તુંહી માર કે ઉગાર.... .... .... ....રહેમ.
દુઃખ નથી ગર જર ગયાનું, જોર ને જીંદગી રહે;
સુખ મલે જો ભરથારનું, દુઃખ તો નથી લગાર....રહેમ.
લેખ લખેલો લખ જુગારનો, તજાવ અય તાજદાર;
સુબુદ્ધિ બધી બક્ષી ફીરોઝને, સુધાર બક્ષનહાર....રહેમ.

કાઉસ— ગાયન ૨.

દેખાવ દેખાડું સાધુનો પણ બાતેનમાં હું છું શેતાન,
ખુન કરૂં ફાંસો નાંખું પુરો કરવા દીલનો અરમાન;
સટો જુગાર પાસા ચોરી એ છે મુજનાં દીનો ઇમાન,
જણાં દરાજી કુરતાજીથી કંઇકોનું ભુલાવું ભાન....

[ કોરસ. ]

છલ કપટ ને ફંદ ફરેબ એ છે સઘળા મુજના સાથી,
કાંટો કાઢું વચ્ચે આવે તેનો હું આ દુન્યામાંથી;
લુંટું ઝવેરાત જર સઘળું રમાડી ફીરોઝને જુગાર,
ચીલ ઝપટ કપટથી દાવ લગાવી બનાવસ તેને ખુહાર....

ફીરોઝ— ગાયન ૩.

પ્યારાં માહરાં કરી ખુહાર, થયો લાચાર થયો બેચાર;
બની ગારીલ ગુમાવી જર, થયો બદકાર થયો ગમખ્વાર.
....પ્યારાં.
કહો ક્યાં તે સઉ માલોજર, ગયું થઇ ગુમ અય પરવર;
ભોસીયાલો થઇ ખોળું મુજ હાથ, આવી લાગી તે વાર.
....પ્યારાં.

# HIROSE.

**ALL KINDS OF**

**JAPANESE CURIOUS.**

No. 1789, ELPHINSTONE STREET,
**Camp,**—*Karachi.*

No. 160, FRERE ROAD.
OPPOSIIE PRINCES DOCK,—**BOMBAY.**

*Head Office,*—KYOTO, **JAPAN.**

---

*Mahomedali M. Ismailjee,*

Cloth Importer, Merchant &
Commission Agent.
**Sudder Bazar**—KARACHI.

**મહમદઅલી મુલ્લાં ઇસમાઇલજી,**

કલોથ મરચન્ટ,

સદર બજાર,—કુરાંચી.

ખુરૂં આ ધામ કરી બદનામ, કીધો મને પુર પાયામાલ;
સેતારો સીહા કરે સીતમ, મારૂં પોકાર દાદાર....પ્યારાં.
ફકત રફીક એક કાઉસની, કુમક પર ઓસ્તવાર;
રહયો આજ તકતો રહેમી રબ, રહેમ દેખાડ કીરતાર.
....પ્યારાં.

કાઉસ— ગાયન ૪.

જો તાહરી પાસે હશે ઝવેરાત જર, સઉ તુજના યાર બનશે,
પણ તું હશે કોઇ મુફલીસ નર, ન કોઇ દોસ્તદાર બનશે;
ચઢતીને તાહરી જોઇ નમશે તુંને હરકોઈ,
અનેક દીલદાર બનશે,
માં બાપ સગાં દોસ્ત બહેન ને ભાઇ,
રાખી મીત્રાઇ સઉ સાંધશે સગાઈ.

[ કોરસ. ]

પૈસા પૈસા તાહરી અજબ ખુબી, અજબ ખુબી સઉ પૈસે સુખી
પૈસા પૈસા તાહરી અજબ ખુબી, અજબ ખુબી સઉ પૈસે સુખી

પણ જ્યારે પડશે તાહરી પડતી, તે જોઇ સઉ માપશે ખડતી
બધી સુરત જણાશે રડતી, દરેક મક્કાર બનશે;
નમાવતાં જે તુંને સર, તે હવે મારશે ઠોકર,
ન આશે કોઇબી કદર,
ત્યારેજ તુજનું તુટશે અભીમાન,
આવશે ત્યારેજ જગતનું ભાન.

ફીરોઝ— ગાયન ૫.

દીલદારી તાહરી રે, જોઇને દીલબર, પરી પેકર,
એવો લાગે છે સુભાગ, તે અથાગ;
ભણી પ્યારી માહરી રે.... .... .... ....દીલદારી.
શરમીંદા છું સરસ સજની હું,
હાય વિલાપે હાથ અફાળું હું,
માન તું પ્યારી, માહરી, વાત સાચ્ચી સારી રે....દીલદારી.

Office Telephone No. 90, Residence Telephone No. 623.

# The Pioneer Motor Hiring Co.

## MOTOR CARS HIRERS

NEW MOTOR CARS ON HIRE DAY AND NIGHT.

c/o **Messrs. NusserWanjee & Co.**
KEAMARI BRANCH.
MULES MANSIONS,
*Willingdon Place,*
**Keamari-KARACHI.**

## RATES OF HIRE.

| | | | | | |
|---|---|---|---|---|---|
| Per | First Hour ... ... ... | Rs. | 5 | 0 | 0 |
| ,, | Each other Hour ... ... | ,, | 4 | 0 | 0 |
| ,, | Trip to Keamari or Clifton | ,, | 5 | 0 | 0 |
| ,, | Trip to Keamari or Clifton and Back (within one Hour only) | ,, | 7 | 0 | 0 |
| ,, | Trip to Magar Pir (crocodile Lake) and back within 3 Hours. ... ... ... | ,, | 25 | 0 | 0 |

*N. B.*—

I.—Terms of Hire strictly cash.

II.—Please recommend us to yonr friends.

---

Our Motor Cars are always kept ready at Keamari for immediate hire. Please go to Nusserwanjee's Keamari Branch and you will get a car at once.

પરીન— ગાયન ૬.

તું ગમ નાં ખા ખાવીંદ માહરા, પાયે લાગે તારી નાર,
માંગે તારી નાર;
માંગુ ફક્ત પ્રીત તુજની, નથી બીજી કંઇબી દરકાર—તું ગમ.
જરીયાણ શું હીસાબ છે, અએ માહરા ભરથાર;
ખોયું જો સર્વસ્વ હવે, જે અભાગે તાહરી નાર....તું ગમ.
મોહબત સોહબત સુખી ગણાએ, તેથી બેહતર બીજું શું થાએ;
જર તુજને છે જરૂર બેજરૂર, લઇ તું જા માહરા દીલદાર—તું ગમ.

અંક પહેલો સમાસ

## બીજા અંકનાં ગાયનો.

ઝુગારીઓ— ગાયન ૭.

ભઠ્ઠીમાં ઝોંકો ગમને, સઉ મલી મજાહ ઉડાવો,
બે ચાર હાથ અજમાવી, ખુશીથી દીલ બહેલાવો;
અજબ તાસીર છે એની, પીવાથી સુર ચહડે,
લુટો મજાહ શરાબે જામની.... .... ....ભઠ્ઠી.
ગમ આફત વીસરાવે સઉ, રડતા હસાવે એ દારૂ;
એ વીના જીંદગી છે ફોકટ, શું નામ એનું પ્યારૂં....
સોડા હોય, લેમન હોય, વીસ્કી હોય, ચંપીન હોય,
એક્ષા હોય, નંબર વન બ્રાન્ડીન પીયો:
આવો આવો રે ભાઈ પીવો ને પાવો,
ભરી ભરી જામ લહેર ઉડાવો. .... ....ભઠ્ઠી.

એરામ ઇરાની— ગાયન ૮.

ચાહે બનાઉં કાફ્રી બનાઉ,
દોરીયાં તેમાંથી ખુબ જમાવું;
દોરીયાં તેમાંથી ખુબ જમાવી, જાએચ હું ઇરાન....ચાહે.
શરાબ કરે તાહરા ખાના ખરાબ,
ચાહે મજેહનાં પીવું ને પાવું;
દોરીયાં તેમાંથી ખુબ જમાવી, જાએચ હું ઇરાન....ચાહે.

# NOORBHAI JAFFERJI & SONS.

## SADDLE, HARNESS, BOOTS
## AND
## GAITER MAKERS,



ELPHINSTONE STREET,

**Camp, KARACHI.**

| Largest stock of— | Made specially on | Repairing— |
|---|---|---|
| Harness, Saddles, | Order— | done carefully and neatly |
| Bridle Bits, | Field Service Boots, | under Proprietor's |
| Military Outfits, | Mess Boots, | supervision. |
| Stirrup Leather, | Evening Shoes, | All kinds of Leather |
| Martingales, | Marching Boots, | goods, such as |
| Stirrup Iron, | Shikar Boots, | Saddlery Boots and |
| Saddle Numdahs, | Pump Shoes. | Shoes at moderate |
| Girth. | | charges. |

કાસમ— . ગાયન ૯.

ચેતી ચાલ ગાફીલ ગમાર, ચેતી થા હોશિયાર,
થઈ જા તું ખુબ ખબરદાર, સંભાળી ચાલ યાર,
કંઈક જુલ્મગાર ને ચોર ચખાર, છે બદકારો અપાર,

[ કોરસ. ]

કર નાં તું કાંઇ નકાર, છે દુન્યામાં મક્કાર!
પડેલા બેશુમાર, દેખાવે ઈજ્જતદાર!
થઇને નેક અવતાર, કરે પાપો હજાર
તેમાંનો છેઉં હું નામદાર....ચેતી.

[ કોરસ. ]

થવું જો હોય જરદાર, તો થઈ જા તું બદકાર,
નહી લે તે આધાર, નહીં તો પડશે માર;
એવો છે સઉ ચીતાર, ત્યારે તું ધ્યાન લગાર
તેમાંનો છેઉં હું નામદાર....ચેતી.

મેહરીન— ગાયન ૧૦.

નાર સમાન સુખ સંસાર, સુખી ભરથાર મલે રૂડી નાર;
મોજ જગતની આરામ માન, સુખે દુઃખે ભોગવે પ્યાર....નાર.
મીત્ર સગાં સુખનાં સઉ કોઈ, કરશે બદગોઈ આફતને જોઇ;
વલગી રહેશે દુઃખ સાગરે નાર, નહી તજે ભરથાર;
સઉ જાણે દીલદાર, ખરો સુખી પામે રૂડી નાર........નાર.

( સાખી. )

પતી સુખી તેજ ખરો, મલે પાક જાદ નાર
પાલે કોલ વફાદાર.
નાર ખરી તેજ ગણાએ, દયાનત રાખે પાક;
બદ કર્મોથી ડરી હમેશ, રાખે ધણીનો ધાક....નાર.

ગાયન ૧૧.

મેહરીન—પ્યારા પ્યારા મનમાં સમાયા માહરા,
પ્યારા તનમાં સમાયા માહરા;
કુરબાન કરૂં આ જાન. .... .... ....પ્યારા.
ખુરશો— પ્રાણ પ્યારી લાચારી વીયોગે ભારી;
મેહરીન—આજ આવી પધારી પ્રીતી વધારી....પ્યારા.

## લગન—કરો—તો—જોઇને કરજો!

**જર**—બસ માંય હું તો હવે આય માતીડાથી કંટાલી ગેઇ માહરા કાંહ ભોગ લાગા કે મેં આવા ભુંડા માટીડાને કબુલ કીધો!

**પાલી**—કેમ વરી રાજર્સની કાતર જેવી જબાન કેમ ચલાવેચ વરી શું તુંને ઓછું પરીયું જે કુવો પુરેચ!

**જર**—કુવો પુરે કોઇ તમારી માંય માસી!
બરેરે માહરૂં જીવતર આય કંઇ માતીડો છે સત્તર વખત કેહયું કે ઘેરમાં રાંધવા બારવાની અરચન હોય તાહરે બાહરથી—કોઈ ભલતા સલતા હોટલમાંથી ધુર જેવું જમવાનું નાં લાવો તોબી સમજે કોણ ની બલારત હથેરાંને છીનોએ ભાંગવો પરે તેવો કટલેસ અને પેટમાં અમરઇને દુખે એવું કાચ્ચું દોધી હરવાયા તમારો સકાર બરે.

**પાલી**—પન તાહરે એથી સોજું ખાવાનું કીયા હોટલમાંથી લાઉં!

**જર**—પેલા **આફ્લાતુન** હોટલમાંથી વરી અનજાના શું થાવોચ કેવું મજેનું સ્વાદીષ્ટ ખાવાનું જાને ઘેરમાંજ રાંધ્યું હોય તેવોજ દરેક વાનીમાં સ્વાદ વરી મધ્યમ દામ ને રાધણ કલાનું સફાઇદાર કામ.

**પાલી**—ચાલ બા ડપટ પર હવેશી તાંહથીજ લઈ આવ્યા કરસ મે પણ અ હોટલને વાસ્તે સારૂજ સમજયુંચ ચાલો હવેથી તાંહજ ફેરો મારશું.

(સાખી.)

ખુશરો— સુંદર નકસી નાજની, ને મનહર આ તુજ શાન,
પ્રીતની છે તું પુતલી, કેમ ભુલું અહેશાન;
મારી પ્રેમી કટારી, કીધો મને લાચાર,
મેહરીન—જુદાઇ જખમાવે, બનાવે બેકરાર.......પ્યારા.

પરીન— ગાયન ૧૨.

દુર થા તું કાળું કરી જા;
તાહરી સીહા સુરતપર આગ લગાઠ....દુર થા.
નીચ ફ્રેબ તું નીચ જમાવે.
આશા બુરી કદી નહીં ફુલ પાવે;
થુકી જીવતરપર જા ફરમાવું. .... ....દુર થા.
ન જાને ઓરતે યકીનની હીમ્મત,
કરે હેમક શું તું યકીનની કીમ્મત;
જારે જારે જારે મુંજી કાળું કર ત્હાંથી જા....દુર થા.

બજો— ગાયન ૧૩.

સઉ જાણે આય જગતમાં, તાણી પડી એ નીચ રમતમાં;
ઘસડાએ એની સંગતમાં રે.... .... ....સઉ જાણે.
લાખ તણા બે લાખ કમાવા, કોથલી ભરીને ભારી;
દાવ ઉપર દાવ ખેલતાંજ હારે, ગતી એવી એની ન્યારી....સઉ.
ભલે મોટી ખોટો ખમે. બદનામી સંસારમાં;
હાર્યો જુગારી વધુ રમે, રેસ સટ્ટા જુગારમાં... ....સઉ.
જુગટું રમતાં હાર્યા પાંડવો, ખોયું ઘર ધન નારી;
ચેતી સજ્જનો તજો એ લખને, જખમ એના છે કારી....સઉ.

ફીરોજ— ગાયન ૧૪.

રહી રહી રે જફા જારી, કીધી આખરમાં ખુહારી.
માફ માગું છું હું પરીન પ્યારી, મેહરીન તાહરી પાસ;
જુગાર જુગાર કીધું મુજ ખાસ, ભાંજી આશા સત્યાનાશ....રહી.
ચેતો જગત કુલ દુઃખના મારા, થઇ દાખલાથી આખેર;
જાણો જાણો જુગાર છે વેર, ખુદાઇ કહેર જેમ કાતીલ ઝેર....રહી.

**JETHALAL KHUSHALDAS,**

**JEWELLER & GOLD-SMITH.**

ALSO

**MACHINE POLISHER & ENGRAVER**

Clerk Street, Camp-KARACHI.

**સોની જેઠાલાલ ખુશાલદાસ**

સોનાના અને ઝવેરાતના દાગીના બનાવનાર તથા મશીન પાલીશ અને

એનગ્રેવીંગ કામ કરનાર.

કલારક સ્ટ્રીટ, કાંપ-કરાંચી.

---

MAKE A POINT

TO

DEAL ALWAYS WITH.

# EASTERN DRAPERY HOUSE.

2143--Elphinstone Street,

**Camp-KARACHI**

AND

**You Will Be Satisfied.**

Fresh Stock of SILK BONNETS

And

Swiss Embroidery on Superior

Lawn Always on Hand

---

**Gentlemen Remember,**

**you must join.**

Coronation Commercial College,

(opp Parsee Theatre Karachi)

for any start in life.

*Write for a copy of Prospecturs.*

ખુરશેદ— ગાયન ૧૫.

(સાખી.)

કપટી એક બદકારની, વફાઇ શા કામની,
પ્યાર પછી દીલદારની, જુદાઇ શા કામની;
સ્વાર્થને હઇયે ધરે, મીત્રાઇ શા કામની,
બુરા ચલાવે બુરાઇની રીત, ભલાઓ પાસે તેની દવાઇ;
નેકો હમેશાં બતાવશે હીત, ભલે પાપી કરે ચાલુ બુરાઇ....બુરા.
બદકારોની સદા હાર છે, રહેમીપર રહેમની રાહનુમાઇ;
જગમાં જો હોય પાપીઓની જીત, ક્યાં રહી પછી ખુદાની
ખુદાઇ....બુરા.
ચીત વગર ભકિત શું રામની, પ્યાર વીનાં જીંદગી શું કામની;
મોહબત વગરનો જન્મ ફોકટ છે, વૃથા અવતાર જેમાં
પ્યાર ન કાંઇ....બુરા.

ખુરશેદ— ગાયન ૧૬.

અરે આવ્યો હતો જ્યાંથી, હવે તું ત્યાં જવાનો છે!
હવે કીરતારની દરબારમાં, હાજર થવાનો છે........અરે.
કરી કાળાં અને ધોળાં, ઉડાવી મોજ દુન્યાની;
કર્યાં જે કર્મો તેનું તું હવે, ફલ ચાખવાનો છે........અરે.
કમાવી ખુબ દોલત ને, વસાવી મહેલ ને માળા;
અરે તું એકલો સઘળું મુકી, અહીંથી જવાનો છે....અરે.
જગતમાં જન્મ લેતાં હું, હતી બાંધી મુઠી તાહરી;
ઉઘાડી તે લઇને હાય હવે, તું તો જવાનો છે....અરે.

સઘળાં— ગાયન ૧૭.

તું દાતાર, તું દાતાર, રાખી લાજ હમારી આજ
મહેર અપરંપાર....
નેકી સઉ તરશે, બદીથી સઉ મરશે,
લખ્યું હોય નશીબમાં, છે તે થનાર;
તાહરે આધાર, છઇએ કીરતાર,
હમ હમદીનો પર, રહેમ ઉતાર;
માંગે દુવા તુજ પાસે રબ,
યંગ ઝોરાસ્ટ્રીયન કલબ.... ....તું દાતાર.

અંક બીજો સમાપ્ત

# ✽ ફારસના પાત્રો. ✽



## મરદો.

એદલ અવારી... ઘરડે ઘડપણ લવ કરી પરણવા નીકળેલો એક ચસકેલો બુદ્દો. મી. દીનશાહ કે. મીનવાલા.

ડોસુ દમોરી ... એદલનો જુવેનાનનો દોસ્ત, ઘરડે ઘડપણ પ્યાર કરી પરણવા નીકળેલો ઘસેલો ટાંપણો.
મી. દીનશાહ સી મીનવાલા.

ગુસ્તાદ ... ... લવટીચર, પાછળથી જરનો ભરથાર.
મી. પેસી કે મીનવાલા.

સોહરાબ... ... એદલનો દીકરો, પીલાંના હાથનો ઉમેદવાર.
મી. પીરોજશાહ સી. મીનવાલા.

કાવલો ... ... એદલનો વિશ્વાસુ કારભારી.
મી, નાદર કે. લાયર.



## ઓરતો.

જર ... ... એદલની દીકરી, પાછળથી ગુસ્તાદની ધણીયાણી.
મી. દાદાભાઈ કે. પટેલ.

પીલાં ... ... ડોસુની દીકરી, પાછળથી સોહરાબની ધણીયાણી.
મી. કેકુ કે. મીનવાલા.

મુકામ—કરાંચી.

હારમોનયમ માસ્તર—મી. નાનાલાલ માધવજી.



અનામે-ખુદા

# ઘરડી ઘોડીને લાલ લગામ.

## (ફારસનાં ગાયનો.)

ગુસ્તાદ— ગાયન ૧૮.

જુવો જમાનો આજે કેવો આયો છે ઉંધો!
જુવાનોને લટકાવીને પરણવા માંગે બુઢો!
એને બનાઉં હું ખુબ જમાઉં તું થા દીકરા હુશીયાર
ચાલાકીથી બનાવીને જીત જર જેવી મોહરદાર
બસ જર મલે જોરૂ મલે, ઉમીદ મુજની તો ફલે;
બુઢ્ઢાઓ જોઈને જલે, ફજેતી થાય હદ બહાર....જુવો.

ગાયન ૧૯.

ડોસુ— લગન કરો મારાં મેહબુબ હાં! હાં!
લગન કરો મારાં મેહબુબ
હું તો ચીકાસવાલો છઉં!
જર— કંઈ બ્રેસલેટ બુટ્ટી અપાવો,
હીરાનો હાર ઘડાવો;
ડોસુ— કંઈ લખ્ખો કરોડો હું ખરચું તાહરીપર,
જો બને માહરી મોહરદાર....લગન.
જર— હસી હસાવું પ્યારથી વાહલા હસી હસાવું પ્યારથી
કેહવું તેમ કરવું પડશે,
ગુસ્તાદ-કુવોબી પુરવો પડશે;
ડોસુ— ડોસુ તેથી નહી ડરશે,
ગાડી મોટર વાડી નોકર બની જાય જો
માહરી મોહરદાર....લગન.

Telephone No 773.

# *Mohomedalli S. Allibhoy,*

**Motor and Cycle Merchant,**
**Hirer and Repairer**

**PETROL SUPPLIER.**

Motor Cars on Hire and Petrol can be had Day and Night.

ELPHINSTONE STREET,

**Camp—KARACHI.**

## RATES OF TAXI HIRE.

| | | | | |
|---|---|---|---|---|
| Per first hour | ... ... | 5 | 0 | 0 |
| Each other hour | ... ... | 4 | 0 | 0 |
| Trip to Keamari | ... ... | 5 | 0 | 0 |
| ,, ,, ,, | and Back | 7 | 0 | 0 |
| (Within one hour) | | | | |
| Trip to Magar Pir | ... ... | 25 | 0 | 0 |
| (Within 3 hours.) | | | | |

Credit not allowed on hire.

પીલાં— **ગાયન ૨૦.**

આજ મારી ઉમેદ પુરી પાડજે દાદાર;
તુજમાં આધાર બની છું લાચાર.... ....આજ.
જહાજ મુજ ઉમીદનું તુફાને ઈશ્ક છે ખુદા
લે તું સુકાન તારે હાથ;
તનથી, મનથી, ધનથી, આ જીવ ડુબતો ઉગાર....આજ.
પ્યાર સોહલનો સદા દીલજાની સાર છે,
ઈશ્કનો છે એજ હાલ;
છું લાચાર, તાર, માર, દુઃખ તું નીવાર....આજ.

**ગાયન ૨૧.**

ગાવો ઉમંગ ધરી હલી મલી ખુશ થઈ ચમનમાં
મુબારકબાદીની,
આબાદ–ખુશ ખુશહાલ–રહે અમર–બ્રીટીશ રાજ
ખીલી કલી આજે ગુલે ચમનની;
ભલે પધાર્યા આજ ખુશ રંગ ગાવોજી... ....ગાવો.
યંગ ઝોરાસ્ટ્રીયન માંગે દુવા એજ,
રહો સદા આબાદ હલી મલી સાથેજી.... ....ગાવો.

GOD SAVE THE KING.



# The Automobile Vulcanizing Co.

ELPHINSTONE STREET,

Camp, KARACHI.

Tyres and Tubes Vulcanized by the latest H. F. Vulcanizing Process

**Vulcanizing is our speciality**
**Work guarranteed**

Suppliers of Dunlop, Mechelin, U. S. A. Tyres & Tubes North British Tyres & Tubes.

Suppliers of Dunlop Goodrich Solid Tyres.

Motor Car Motor Cycles & Cycle Accessores stocked in large quantity.

Cheapest house for Mobil Oils Grease of all kinds Smith Auto wheels and spare parts

PETROL SOLD ALL DAY LONG.

# F. ALLIDINA & CO.

**Watch & Clock Merchants.**

ELPHINSTONE STREET,

**Camp, KARACHI.**

*Telegraphic Address:—*

"FAITH," KARACHI

Dealers in all kinds

of

Watches, Clocks, & c.

AND

Direct Importers of Watches

from the Manufacturers.

**જુની ચીજોથી કંટાલ્યા હોવતો**
**હવે નવું નવું કંઈ ખરીદો**
**વખત પાછો એ નથી આવવાનો**
**ઝટપટ કરી નાંખો કંઈ સોદો.**

**સુનઈ**—જોવની જીવણજી આય મુવો દુકતો કંઈ ચામર તોર છે! જેભી કંઇ પેહરાવ્યેચ તે બધું ફારીજ નાંખેચ; ઘરી ઘરી તે મુવાને વાસ્તે કાંહથી લાઉં!

**જીવણજી**—તે બધો વાંક તાહરો છે; કેહવત છે કે આદમજી ગીયા ને ઉખરો વસાવી આયા તેમ બજારમાંથી બમણો ભાવ આપી કોહેલું સરેલું ઉંચકી લાવે તે એમજતો.

**સુનઈ**—હવે તમે તમારી મમઇ બપઈનાં દોરા કાંય બારોચ બજારમાંથી નહી લાઉં તો કાંહથી લાઉં!

**જીવણજી**—સત્તર વખત તો કેહયું કે હમણાં પેલા પારસી કપરીયાઓ જેઓ એસોસીયશનના આસરા હેઠલ નીકલેલા છે તે લોકો ખાસ પારસીઓની સગવડ ખાતર મુંબઇ બંદરથી દરેક સોંજનો માલ મંગાવેચ જેવી કે સપાટ—મોજાં ટુવાલ નાન કલોથ—વગેરે વગેરે—ને વરી મધ્યમ દામ ને ઉત્તમ કામ—તાંહથી એક વખત ખરીદશે તો ફરીથી નહી લેશે કોઇ દુકાનનું નામ

**સુનઈ**—પણ તે લોકની દુકાન કાંહ છે મને તો કંઇ ખબર નથી

**જીવણજી**—અરે તાંહ જવાની બી જરૂર નથી; ફકત એક કાર્ડ લખવે ચાહે તેવો મન પસંદ માલ બીચારાઓ ઘેર બેઠાં પોંહચારી જાયચ! લે તે લોકનું આય સરનામું ને આજનો આજ એક કાર્ડ લખી નાંખ.

**સોહરાબજી અને કાવસજીની કું૦**

**સોરાબ કવાટર—કેમ્પ કરાંચી.**

આ જાણીતું અને મોટામાં મોટું થેટર નવા લેબાસમાં.

# ઇમ્પીરીઅલ સીનેમા.

ઇમ્પીરીયલ સીનેમાના માલેક કરાંચીની શોખીન પબ્લીકને દરેક રીતે હુમેશાં આનંદ આપવા ગજાવર ખર્ચે મનપસંદ ફીલ્મો મંગાવી તેઓની જોવામાં દરેક અઠવાડીયે રજુ કરે છે.

આવો

હુમેશ મુજબ દરરોજ બે ખેલ ૭॥ અને ૧૦ કલાકે



શનીવાર, રવીવાર તથા અમાસનો વધારાનો ખેલ હમેશાં પાંચ વાગે.

---

**પારસી નવરોઝ થીએટર.**

કરાંચી.

# THE SIND CAR...

## Automobile Engineers

## KARACHI.







*Telegrams*

For All Repairs

MOTORS

Accessories



**TYRES TUBES**

**Phone No.**

**634.**





***P. S***—Our extention of Premises s almost comp which we will be able toturn out more work the greatest